મહાકવિ પ્રેમાનંદ રચિત

# નળાખ્યાન

સસ્તું સાહિત્ય

રજની

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨

# નિવેદન

આ પુસ્તકની પુનર્મુદ્રણરૂપે આ છઠ્ઠી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. પહેલી આવૃત્તિનું નિવેદન નીચે અવતરણમાં આપ્યું છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે:

'આપણા પ્રાચીન કવિઓની તથા સંત–ભક્તોની ઉપકારક વાણી દૂરદૂર ગામડાંઓમાં પ્રચલિત છે. આ વાણીએ સામાન્ય અક્ષરજ્ઞાનવાળી તેમ જ અક્ષરજ્ઞાન વિનાની આપણી પ્રજાને પ્રેરણા આપવાનું તથા સંસ્કાર રેડવાનું અદ્‌ભુત કામ કર્યું છે. આજે પણ ગ્રામ્યજનોના મુખથી એ વાણી આપણે સાંભળીએ છીએ, ત્યારે તેનો પ્રભાવ જોઈ આશ્ચર્ય ઊપજ્યા વિના રહેતું નથી.

'પ્રાચીન કવિઓની આવી ઉપકારક વાણી લુપ્ત ન થાય, એ માટે આ સંસ્થા તરફથી જુદા જુદા સંત–ભક્તોની વાણી પ્રસિદ્ધ કરવામાં આવી છે. આજ સુધીમાં અખાની વાણી, પ્રીતમની વાણી, છોટમની વાણી તથા પ્રેમાનંદકૃત ઓખાહરણ, સુદામાચરિત્ર વગેરે પ્રસિદ્ધ થયાં છે અને એમાં આ 'નળાખ્યાન'ના પ્રકાશનથી એકનો ઉમેરો થશે.

'પ્રેમાનંદનાં બધાં કાવ્યોમાં સર્વથી ઉત્તમ અને ઉત્કૃષ્ટ કાવ્ય તરીકે આ 'નળાખ્યાન'ની ગણતરી છે. આ કાવ્ય તેમણે સંવત ૧૭૪૨ માં રચેલું છે.

'નળાખ્યાનમાં પ્રેમાનંદ ઝળકી રહ્યો છે. એની કેઈથી ના કહી શકાય એમ નથી. અલંકાર પણ એક પછી એક ચાલ્યા જ આવે છે. કેટલેક ઠેકાણે તો તે અલંકાર ઉપર અલંકાર ખડકયે જ ગયા છે. રસ તો છલકાઈ જ જાય છે. પોતાનાં કાવ્યો લોકને કેવી રીતે પ્રિય થઈ પડશે તેનો વિચાર કરી, તેમાં રસાલંકારનો મસાલો નાખી કવિએ

પોતાની શક્તિ પ્રમાણે તે કાવ્યો સુંદર બનાવ્યાં છે. પ્રેમાનંદ ચિત્ર એવું ચીતરે છે કે, કાવ્ય વાંચ્યાથી તે આખું ચિત્ર આંખ આગળ ખડું થઈ રહે છે.

'ગમે તેટલાં વર્ષો પહેલાં થઈ ગયેલી કથા જાણે આજે જ બનતી હોય એવું ચિત્ર તે વાચકના મન પર પાડે છે. નળને અનંગ પીડતો હતો ને તેથી તે વનમાં નાસી ગયો હતો, ત્યારે તેની વિહ્વળતા કવિએ કેવી સરસ આલેખેલી છે! તે વનમાં કેળને બાઝી આલિંગન દે છે એ ચિત્ર કેટલું સરસ છે! હંસનો વિલાપ અને તેના કાલાવાલા કેવા સ્વાભાવિક છે! દમયંતી હંસને પકડવા કેવી બાજી રચે છે! દમયંતીના વર્ણનમાં કવિની કલમે અવધિ કરી છે, તેમ જ હંસ નળ પાસે દમયંતીનું વર્ણન કરે છે તેમાં કેટલું સૌંદર્ય ભર્યું છે! એ જ પ્રેમાનંદની શક્તિ હતી અને એટલા માટે જ તે સર્વોપરી કવિ તરીકે મનાયો છે અને આજે પણ લોકો તેનાં કાવ્યો રસથી વાંચે-સાંભળે છે.

'હાલ મળતી પ્રતોનો ઉપયોગ કરી. આ આવૃત્તિને બને તેટલી શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરવાનો પ્રયત્ન થયો છે અને જોડણીમાં ફેરફાર કરીને ગુ૦ વિદ્યાપીઠના જોડણીકોપ પ્રમાણેની રાખી છે.'

વલ્લભવિદ્યાનગર
તા. ૧૫-૨-'૭૪

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
**એચ. એમ. પટેલ** (પ્રમુખ)

મહાકવિ પ્રેમાનંદરચિત

# નળાખ્યાન

કડવું ૧ લું–રાગ કેદારો

શંભુસુતનું ધ્યાન જ ધરૂં, સરસ્વતીને પ્રણામ જ કરૂં;
આદરૂં, રૂડો નૈષધનાથ રે. ૧

ઢાળ

નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, અર્ણિક પર્વ મહિમાય. ૨

રાજ્ય હારી ગયા પાંડવ, વસ્યા દ્વૈતવન મોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાસે, આરાધ્યા ત્રિપુરાર. ૩

પશુપતાકાસ્ત્ર પશુપતિએ આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેતુ પુલોમા માર્યો, પંચ વર્ષ રહ્યો તાંહે. ૪

યુધિષ્ઠિરરાય અતિ દુઃખ પામ્યા, ઊપન્યો અતિ ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઈએ કીધો તહાં નવો નેગ. ૫

એવે સમે એક તાપસ આવ્યો, બૃહદશ્વ એવું નામ;
પૂજા કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ. ૬

ચાતુરમાસ તહાં રહ્યા, કુંતીસુત કરે સેવાય;
રાતરાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય. ૭

એક વાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભર્યો, ભરાયું અંતસ્કર્ણ. ૮

ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ મહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા? ૯

ધર્મ કહે સાંભળીએ સ્વામી, ઊઠી ગયો અર્જુન;
અવળાસવળા સાલે સવ્યસાચી, માટે કરૂં છૌં રુદન. ૧૦

ભીમસેનની પાસે જો હું, માગું દાતણપાણી;
બબડતો જાએ રિસાઈ, લાવે, વૃક્ષ મહોટું તાણી. ૧૧
પ્રાતઃસામગ્રી નકુલ પાસે, કદાપિ જો મેં માગી;
એક પહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી. ૧૨
સહદેવને જો કામ દેઉં, સાધુ મન ન આણે રોષ;
પણ મધ્યાહ્નને ઘરમાંથી નીસરે, જોતા જોતા જોષ. ૧૩
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરું તો, ચંદ્રનું ઘર છે સામું. ૧૪
એવી રીત તો ત્રણે ભાઈની, મુજથી નવ સહેવાય;
દ્રૌપદીને મોકલું તો, હરણ કરી કો જાય. ૧૫
વણમાગે વેળાએ આપે, જે જોઈએ તે આણી;
ફળજળ મુખ આગળ લઈ મેલે, તે તો ગાંડીવપાણિ. ૧૬
તેહના ગુણ હું નથી વીસરતો, રહ્યો છૌં હૃદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સૂનો, મુનિ હું પારથ પાખી. ૧૭
નિઃશ્વાસ મૂકી ધર્મ એમ પૂછે, કહોને બૃહદશ્વ ઋખી;
વન વસવું ને વિજોગ પડિયો, હું સરખો કો દુઃખી? ૧૮
રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ અમો સર્વ હારી;
એહવું કોને હવું હશે સ્વામી, પીડા પામે નારી. ૧૯
વળતાં વાણી વદે બૃહદશ્વજી, શું આણે વૈરાગ્ય?
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહનો સોમો ભાગ. ૨૦
રૂપ રાજ્ય ને ધનબળ તે, ન મળે નળ સમાન;
અનેક કષ્ટ તેહના જેવું, કો ન ભોગવે રાજાન. ૨૧
ભીમકકુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી?
તે રાણી જહાં નહીં ફળપાણી, નળે વનમાં છાંડી. ૨૨
દાસીરૂપ ધર્યું દમયંતી, કૂબડું થયું નળગાત્ર;
તેહનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહરું દુઃખ કોણ માત્ર? ૨૩
કર જોડીને ધર્મ એમ પૂછે, કહો મુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા, શા કારણ કહેવાય? ૨૪

કોણ દેશનો નરેશ કહાવે? કેમ પરણ્યો દયમંતી?
તે રાણી નળે કેમ છાંડી ને, કહાં મૂકી ભમયંતી? ૨૫
ઉતપત્ય કહો નળદમયંતીની, અથ ઇતિ કથાય;
દુખિયાનું દુઃખ સાંભળતાં માહરી, ભાગે મનની વ્યથાય. ૨૬

વલણ

વ્યથા ભાગે માહરા મનની, કહે યુધિષ્ટિર રાજાન રે;
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાન રે. ૨૭

કડવું ૨ જું–રાગ ગોડી

બૃહદશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હ્રદે;
નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભૂપાળ. ૧
તેહને સુરસેન બાંધવ જન, તે બેઉને એકેકો તન;
તે રૂપે ફૂટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ. ૨
પછે નળને આપી રાજ્યાસન, પિતા કાકો બન્યો ગયા વન;
ચલાવે રાજ્ય નળ મહામતિ, પુષ્કરને કીધો સેનાપતિ. ૩
જીત્યા દેશ વધારી ખ્યાત, શત્રુમાત્ર પમાડ્યા શાંત;
ભૂપતિ સર્વ નૈષધને ભજે, નળ પુષ્કરે કીધો દિગ્વિજે. ૪
પ્રજા સૂએ ઉઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ. ૫
કનકે ભરિયા છે કોઠાર, જેહવાં ધન તેવા દાતાર;
જાચકનાં દારિદ્રય કાપિયાં, નળે મુખ માગ્યાં ધન આપિયાં. ૬
ભિક્ષુક કહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાઝ;
કીર્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ સૂરજનાં પ્રસરે કીર્ણ. ૭
પુણ્યશ્લોક ધરાવ્યું નામ, વૈષ્ણવ કીધું બાધું ગામ;
ઘેરઘેર હરિકીર્તન, એકાદશી વ્રત કરે હરિજન. ૮
ચારે વરણ પાળે નિજધર્મ, ધ્યાયે દેવ વ્યાપક પરિબ્રહ્મ;
નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ. ૯
જો આવે મસ્તક માગનાર, તો આપતાં ન લગાડે વાર;
ઉત્તર દક્ષિણ પૂરવ દશ, વીરસેનસુતનો વાધ્યો યશ. ૧૦

એહવું કહીને ઋષિજી, પામિયા અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવિયાં સંતાન. ૧૭
દમન, દંતુ, દુર્દમન, દમયંતી નામ જ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતિ, બાળક ચારે ઊછર્યાં. ૧૮
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
અંગતણી તો ઉપમા, નળ કશીયે ન અપાય. ૧૯

વલણ

ઉપમા ન અપાય નળ મેં, એમ બોલ્યા વેણાધારી રે;
નળ કહે નારદ પ્રત્યે તેહનું, રૂપ કહો વિસ્તારી રે. ૨૦

કડવું ૪ થું—રાગ આશાવરી

નારદનાં વચન સુણી, બોલ્યા નષધધણી;
ભીમકતણી કુંવરી છે, કહેવી ફૂટડી રે? ૧

ઢાળ

ફૂટડી કહેવી દમયંતી, કહો તેહનું વિખાણ;
નારદ કહે રે સાંભળો, વીરસેનસુત સુજાણ. ૨
ગુણ, ચાલ ને ચાતુરી, અદ્‌ભુત સુંદર વેષ;
તેહને હું કેમ વર્ણવું? વર્ણવી શકે શેષ. ૩
બુદ્ધિ પ્રમાણે માનવીનું, કરું છું વરણન;
જ્યમ સાગરમાંથી ચાંચ, જળની ભરે પક્ષીજન. ૪
દમયંતીનો ચોટલો, દેખી અતિ સોહાગ;
અભિમાન મૂકી લજ્જા આણી, પાતાળ પેઠો નાગ. ૫
ભીમકસુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય. ૬
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ ઘડ્યું, દમયંતીનું ગાત્ર. ૭
તેમાંથી કાંઈ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો;
બ્રહ્માએ એકઠો કરીને, તેનો ચંદ્રમા ઘડિયો. ૮

નળ કહે નારદને, એ વખાણ ભાવ ન પહોંતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો ? ૯
નારદ કહે બ્રહ્માજીએ; સઉ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારી નહિ, ભરથાર એવા પાખી. ૧૦
વિરંચિએ વૈદર્ભી નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહીંયાં અવતરી, તો નિર્મ્યો હશે કો સ્વામી. ૧૧
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળિયો;
ચંદ્ર પહેલી ચતુરા, સંદેહ મનનો ટળિયો. ૧૨
નારદ કહે સાંભળો રાજા, મીન ને મધુકર;
નેત્ર ભ્રૂકુટી દેખીને, જળકમળ કીધાં ઘર. ૧૩
નાસિકા વેસર દેખીને કળાધર ને કીર;
તેણે અરણ્ય–પર્વત સેવિયાં, ધારી શક્યા નહિ ધીર. ૧૪
દમયંતીના અધર દેખી, પેટ વેધ્યું પ્રવાળી;
એ કામિનીનો કંઠ સાંભળી, કોકિલા થઈ કાળી. ૧૫
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ. ૧૬
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મોંને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને ? ૧૭
દમયંતીના કુચ દેખી, હાર્યું કુંજર કુળ;
તે હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધૂળ. ૧૮
હસ્તકમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર. ૧૯

વલણ

સરોવર સુકાયું સાંભળી, નળરાય મનમાં રંજ્યા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંઝા.* ૨૦

* વંધ્યના ત્રણ ભેદો : એક જ વાર પ્રસૂતિ થાય તેને 'કાકવંધ્યા' કહે છે. ઋતુધર્મમાં જ ન આવે તેને 'અપુષ્પા' કહે છે અને જેને ગર્ભ જ ન રહે તેને 'વંધ્યા' કહે છે.

કડવું ૫ મું–રાગ–સામેરી

દમયંતી છે દોષરહિતા, તેના ગુણની ગાઉં ગીતા;
નારદજી વાયક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે.
દમયંતી છે દોષરહિતા, તેના ગુણની ગાઉં ગીતા. (ટેક)
જોઈ ભીમકસુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઈ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી.
રામાઅંગની રોમાવલિ, વનસ્પતિ હવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં ઝળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી.
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગંધર્વનો સાથ બળતો. દમયંતી.
વરણથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઈ નથી નીપજિયું. દમયંતી.
હવે શણગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઊઠે સુગંધના કલ્લોલ, અંગે અરગજાના રોળ. દમયંતી.
શીશફૂલ રત્નરાખડી, શોભે ભમરમાં ચૂની જડી;
ગોફણો રહ્યો અંગશું અડી; કટિમેખલાશું પડે વઢી. દમયંતી
ગળુબંધ કંઠે નવરંગ, મુક્તાહાર છે બે સંગ;
શકે ગિરિ કરીને ભંગ સ્તન મધ્યે વહે છે ગંગ. દમયંતી.
વાયે ઓઢણી રહી છે ઊડી, ખળકે કંકણ ને કર ચૂડી;
રૂપે રતિ તો સંભ્રમે બૂડી, એવી કોઈ મળે નહિ રૂડી. દમયંતી.
વાજે નેપુર કેરો ઝણકો, અંગૂઠે અણવટનો ઠણકો;
અંગુલીએ વીછવાનો રણકો, બોલે મધુર ઝાંઝરનો ઝણકો. દમયંતી.
જેણે દમયંતી નવ જોઈ, તેણે ઉંમર એળે ખોઈ;
જાણે કાયા કનકની લોઈ, એવી જગમાં બીજી ન કોઈ. દમયંતી.
જેમ નદીમાં ભાગીરથી, તેમ શ્યામામાં શ્રેષ્ઠ સર્વથી;
ત્રણ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમયંતી.
ઇંદ્રાદિક પરણવા ફરે, મહિલા મનમાં નવ ધરે;
અશ્વિનીકુમાર આગળ પળે, તે ન આવે આંખ્ય જ તળે. દમયંતી.

જ્યારથી એ પૂતળું અવતરિયું, નારીમાત્રનું માન ઊતરિયું;
દમ્યું જગત સ્વરૂપ ઉદ્દે કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમયંતી.
જોગી થઈ તજ્યું હશે સર્વસ્વ, તીર્થ નાહ્યો હશે સમસ્ત;
ગાળ્યાં હશે હિમાળે અસ્ત, તે ગ્રહશે દમયંતીનો હસ્ત. દમયંતી.



વખાણ સાંભળીને સબળ, રુધિર અટવાયું પળપળ;
નારદ પ્રત્યે બોલ્યો નળ, સ્વામી પરણવાની કહો કળ. દમયંતી.
નારદ કહે મારું કહેણ ન લાગે, હું નવ જાઉં તારે માગે;
મને મોહનાં બાણ વાગે, બ્રહ્મચર્યવ્રત મારું ભાગે. દમયંતી.
એવું કહી પામ્યા અંતરધાન, મોહ પામ્યો નળ રાજન;
લાગ્યું દમયંતીનું ધ્યાન, કામજ્વર થયો વહ્નિ સમાન. દમયંતી.
વૈદ મોટા મોટા આવે, વગડાની ઔષધિ લાવે;
તાપ કોઈયે ન શમાવે, મંત્રી કહે શું થાશે હાવે? દમયંતી.

વલણ

હવે શું થાશે કહે મંત્રી, વિચારે છે મન રે;
નીલાં વસ્ત્ર પહેરી અશ્વે બેસી, નળરાય ચાલ્યો વન રે. દમયંતી.

કડવું ૬ ઠું-રાગ વસંત

અનંગ અનળ તે નળને પ્રગટ્યો, વન ગયો વહ્નિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળવ્યાકુળ થાવા. અનંગ. (ટેક)
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર. અનંગ. ૨
સુભટ સાથે કોય મળે નહિ, એકલો ન પડે ગમ્ય;
હય થકો હેઠો ઊતરીને, વન જોવા લાગ્યો રમ્ય. અનંગ. ૩
વૃક્ષ ચારુ ચારોળીનાં, ચંદન ચંપા અનેક;
નાનાવિધનાં પુષ્પને ભારે, વળી રહ્યાં છે વંક. અનંગ. ૪
મોગરો મરડાઈ રહ્યો ને મગી, અરણી ને મરેઠી;
આંબલી, આવળ ને અગથિયા, એખરા ને અરેઠી. અનંગ. ૫
કદલીથંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવંગલતા ને લીંબુ લલિત વળી, વિરાજે વૃક્ષવેલડી. અનંગ. ૬
નાળિયેરી નારંગી નૌતમ, નીચાં નમ્યાં બહુ નેત્ર;
ફોફળી ફાલસી સુંદર દીસે, ખજૂર ખારેકનાં ક્ષેત્ર. અનંગ. ૭
પીપળા, પીપળી, વડ ને ગુલર, દાડમડી ને પલાશ;
અશ્વથી ઊતરી નળરાજાએ, વન નીરખ્યું ચોપાસ. અનંગ. ૮
જળફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબાસાખ;
બાબચી બિજોરી ને ચિનીકબાલા, ઝૂલે ઝૂમખાં દ્રાખ. અનંગ. ૯
સુંદર કુમુદિની સરોવર માંહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તે બમણો વ્યાપ્યો, સાંભળી દમયંતી. અનંગ. ૧૦
શીતળ વાયુ વહ્નિ સરખો, લાગે રાયને તન;
નગ્ન વૃક્ષ છે કદળીનાં, તેને દેતો આલિંગન. અનંગ. ૧૧

રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઈ, મોટો મેઘળ* ત્રાડે. અનંગ. ૧૨
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવર્ણનાં છે અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ. અનંગ. ૧૩
નહોતું દીઠું તે મેં દીઠું, આવ્યો દીસ અનુક્રમી;
આવી કનકની જાત પંખીની, બ્રહ્માએ ક્યારે નિરમી? અનંગ. ૧૪
એક હાથ પડે એમાંથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખદહાડા ખોઈ નાખું. અનંગ. ૧૫
શરપ્રહાર કરું જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઈએ જીવતું, ભૂપ વિમાસે મન. અનંગ. ૧૬
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વીમાંય;
વૃક્ષતણે થડ નિદ્રા કરીને, ઊભો છે એક પાય. અનંગ. ૧૭
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો;
અંબર ઓઢી અંગ સંકોડી, શ્વાસ રૂંધન કરિયો. અનંગ. ૧૮
દ્રુમથડ પૂઠે નળ ભડ આવ્યો, બેસી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમાં, પંખીનો પગ ઝાલ્યો. અનંગ. ૧૯

વલણ

ઝાલ્યો પંખી જાગી ઊઠ્યો, નળને દીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકાર રે. ૨૦

કડવું ૭ મું—રાગ મારુ

હંસે માંડ્યો રે વિલાપ, પાપી માણસાં રે; શું પ્રગટ્યું મારું પાપ? પાપી.
આ કાળા માથાના ધણી? પાપી. જેને નિર્દયતા હોય ઘણી. પાપી.
એ તો જીવને મારે તતખેવ, પાપી. હવે હું મૂઓ અવશ્યમેવ. પાપી.
ચૂંપી નાખશે માહરી પંખાય, પાપી. મુને શેકશે અગ્નિ મહાંય. પાપી.
કોણ મુકાવે કરી પક્ષ? પાપી. માહરે મરવું ને એને ભક્ષ. પાપી.
આ મુખ સરખું રતન, પાપી. તે એળે થાશે નિધન. પાપી.

* હાથી

ટળવળી મરશે મારી નાર, પાપી. તે જીવશે કેહને આધાર? પાપી.
ગ્રહ્યો નારીએ દીઠો નાથ, પાપી. ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ. પાપી.
નાથ ઉપર ભમે સ્ત્રીવૃંદ, પાપી. ઘણું કરવા લાગ્યાં આક્રંદ. પાપી.
હંસીએ દીધો શાપ, પાપી. તારી સ્ત્રી એમ કરજો વિલાપ. પાપી.

હંસ નારીને કહે વચન, હંસી સાંભળો રે;
તમે જાઓ સર્વ ભુવન, આંહીંથી પાછાં વળો રે.

જે કાંઈ લખ્યું હશે બ્રહ્માય, હં૦ તે અક્ષર નવ ધોવાય. આં૦
કેમ છૂટીએ કર્મના બંધ, હં૦ આપણે આટલો હશે સંબંધ. આં૦
જો અણઘટતું કીધું અમે, હં૦ મને વારી રાખ્યો નહિ તમે. આં૦
આપણે વસવું વૃક્ષ ને વ્યોમ, હં૦ આજ મેં નિદ્રા કીધી ભોમ. આં૦
જે થાયે થાનક ભ્રષ્ટ, હં૦ તે પામે મારી પેર કષ્ટ. આં૦
સર્વને દેઉં છૌં શિખામણ, હં૦ તમો ધરણી મા મૂકશો ચર્ણ. આં૦
એમ કહેતો સ્ત્રીને ભરથાર, હં૦ દેખી નળે કીધો વિચાર. આં૦
પંખી સર્વ પામ્યાં છે રોષ, હં૦ તે દે છે મુજને દોષ. આં૦
તમો હંસ ધરો વિશ્વાસ, હં૦ હું નવ કરવાનો નાશ. આં૦

વલણ

નવ કરવાનો નાશ એવી, વાણી નળે કહી રે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઈ રે.

કડવું ૮ મું–રાગ મારુ

મનુષ્યની પેરે પંખી બોલ્યો, મુને મૂકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કંઈ કરીશ ઉપકાર. ૧
મૂક મુજને સર્વથા, આ રૂવે છે સહસ્ર સુંદરી;
એહને આસનાવાસના કરીને, હું આવીશ તુજ કને ફરી. ૨
વચન સુણી વીર વિસ્મે પામ્યો, અલ્યા હવે નહિ ચૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું. ૩
હંસ કહે વિશ્વાસ આણો, અમો બ્રહ્માનાં વાહન;
આકાશ અવની એક થાયે તો, જૂઠું ન બોલું વચન. ૪

નળ કહે હું વીરસેનસુત છૌં, નૈષધ મ્હારું ગામ;
દેશપતિ ને ક્ષત્રી કેવળ, નળરાય મ્હારું નામ. ૫
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તારું બોલવું રઢિયાળું. ૬
ખટપટ ટાળો મરણની, ને રખે આણો શોક;
એમ જાણી રહો મુજ પાસે, જાવાની આશા ફોક. ૭
પંખી કહે રે પુણ્યશ્લોક, મારી માતા રોઈ રોઈ મરશે;
એકનો એક છૌં તેહને, માતા કહેને જોઈ ઠરશે? ૮
એક સહસ્ર રૂપે છે નારી, ઘેર ત્રણ છે પટરાણી;
મ્હારું બંધન જાણી સર્વ કો, તત્ક્ષણ તજશે પ્રાણી. ૯
વહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહનું મુખ નથી જોયું;
અરે નળરાજા હું રંકનું તેં, સુતનું સુખ કાં ખોયું? ૧૦
આપણ બન્યો મિત્ર થયા, તેહનો સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી. ૧૧
ગુરુદ્રોહી, સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીશ ન નમાવું તુજને. ૧૨
ત્રાહેત્રાહે કરી નળ બોલ્યો, મૂકું છું નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સમતણો વિચાર. ૧૩
પ્રતિજ્ઞા માટે મૂકું છું, મળવાને તારી નાર;
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુંને કહાડું ન્યાત બહાર. ૧૪
એહવું કહીને પંખી મૂક્યો, હંસ ઊડ્યો આકાશ;
રુદન મા કરશો એમ કહેતો, આવ્યો પ્રેમદા પાસ. ૧૫
સમાચાર કહ્યો શ્યામાને, સમજાવી સુંદરી;
વળાવી નારીને પોતે, આવ્યો નળ કને ફરી. ૧૬
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચન;
તેમ રાયનું હંસને દેખી, હરખ્યું અતિશે મન. ૧૭
ભૂપ કહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની તુંને, વહાલા હશે ભગવંત. ૧૮

હંસ કહે હો ભૂપતિ, સાંભળ મહારા મિત્ર;
બોલ્યું વાચક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર. ૧૯

વલણ

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે;
હંસ સાથે અશ્વ બેસી, નળરાય ચાલ્યો ઘેર રે. ૨૦

કડવું ૯ મું–રાગ દેશાખ

નળરાજા મંદિર આવિયો, સુભટ હંસ સાથે લાવિયો;
સૈન્ય સઘળું સામું જાય, હંસને દેખી વિસ્મે થાય. ૧
આ વસ્ત કહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કહે સરોવર માન, તહાંથી મુને આપ્યો ભગવાન. ૨
એ મહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદિર;
કનકનું કીધું પિંજર, હંસને રહેવાનું ઘર. ૩
એકઠા બેસી બન્ને જમે, દ્યૂતક્રીડા તે રસિયા રમે;
અન્યોન્ય કાઢી લે તંબોલ, મુખે વાણી કરતા કલ્લોલ. ૪
હંસા વિના ન ચાલે ઘડી, પ્રેમરેણે પ્રીત જો જડી;
અશોકવાટિકામાં એક વાર, બન્ને બેઠા ગુણભંડાર. ૫
હંસે વાત ત્રેહની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી;
દીઠો જામ્યો અકસ્માત, નેત્રે કીધું આંસુપાત. ૬
હંસ પૂછે મારા વીર, તાહરે નયને કાં વહે છે નીર?
નળ કહે શું પૂછે મુને, એટલું સૂઝ નહીં પડે તુંને? ૭
પરણ્યા કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો;
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પિયર હશે. ૮
તમો કુંવારા ન જાણ્યા માટ, શું પૃથ્વીમાં કન્યાનો દાટ;
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રોતો રાખ્યો નળ. ૯
મરકલડું કરી મહીપતિ, મિત્ર સાથે બોલ્યો વિનતિ;
જે દહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા? ૧૦
તેં કહ્યું નળ મૂક એક વાર, કાંઈ હું કરીશ ઉપકાર;
ભાઈ તે બોલ્યું કહીએ પાળશો, એ મોટું દુઃખ ક્યારે ટાળશો? ૧૧

વળતો હંસ કહે મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ;
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી સર્વે થશે. ૧૨
નળ કહે તમો કરો સર્વથી, પણ મારી જીભ ઉપડતી નથી;
કપરું કામ કેમ કેવાય? કદાપિ થાય કે નવ થાય. ૧૩
ન થાય તો તમો પામો ખેદ, લાજે ઘેર નાવો વાયક વેદ;
હંસ કહે અમથો નવ વળું, હું રિસાવાનું નોહું પૂતળું. ૧૪
ચૌદ લોકમાં ગયાની ગત્ય, તહારું કારજ થાશે સત્ય;
નળ કહે હો પંખીજન, શરીર સુનાનું ચંચ રતન. ૧૫
એહવી તમારી દીસે દેહ, કહાંથી વર પામ્યા ભાઈ એહ;
હંસ ભણે સાંભળ હો નળ, સરોવરમાં છે સોનાનાં કમળ. ૧૬
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ;
પાળ પગતીએ જડ્યાં રતન, ચંચ ઘસું અમો પંખીજન. ૧૭
તેહની વળગે છે રેખાય, માટે રત્નજડિત ચંચાય;
હવે માં પૂછશો આડી વાત, કામ શું છે કહોની ભ્રાત. ૧૮
નળ કહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ;
તેહને દમયંતી દીકરી, કારણરૂપે તે અવતરી. ૧૯

વલણ

કારણરૂપે તે અવતરી, વણદીઠે મોહ થયો અમને;
તે નારી શું વેહવા મેળવો, એહવું માગું છૌં તમ કને. ૨૦

કડવું ૧૦ મું-રાગ રામગ્રી

હસીને બોલ્યો વિહંગમ વાણીજી,
ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી. ૧

ઢાળ

માગીમાગીને શું રે માગ્યું, એક દમયંતી નારી;
દેવકન્યાને આણી આપું, તો કવણ ભીમકુમારી. ૨
વિદ્યાધરી ને કિન્નરી, ગાંધ્રવી રૂપનિધાન;
તે નારીના રૂપ આગળ, દમયંતી મૂકે માન. ૩

કોટી કન્યા પરણાવું; પદ્મિની ગૌરગાત્ર;
તેહની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસીમાત્ર. ૪.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેસી નાગકન્યા આણી આપું, કોણ ભીમકની બાળ? ૫
નળ કહે હું સકળ શ્યામા, પામ્યો પંખીરાય;
કોટી કારજ તેં કર્યાં, મેળવ વૈદર્ભી શું વેહવાય. ૬
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ;
ત્યારે નળ કહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ. ૭
ત્યારે દિવસ આઠની અવધ કરી, કહેતો ગયો ગુણવાન;
પીઠી કરજે રાજાજી, તત્પર કરજે જાન. ૮
ભૂપ કહે પ્રયાણ તે, હંસ મેં ન કહેવાય;
હું તો તું વિના એકલો, પ્રાણ વિના જેમ કાય. ૯
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોશું સ્નેહ;
જો અવધ વટશે આવ્યાની, તો પડશે માહરો દેહ. ૧૦
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવર્યો ખગેશ;
થોડે કાળે આવિયો, જહાં વિદર્ભ દેશ. ૧૧
ભીમક રાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ. ૧૨
ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્ય જામની;
સખી સાથે દ્યૂત રમે છે, દમયંતી જે ભામની. ૧૩
તેણે સમે તાંહાં હંસલે, વખાણ્યો નળ રાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરિયો કાન. ૧૪
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સુનાનું સાવજું, થયું ઝાલવાનું કોડ. ૧૫
શોભતું ને બોલતું, કરે નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં, તો તજું માહરો પ્રાણ. ૧૬
અબળા હેઠી ઊતરી, ઝાંઝર કાઢ્યાં તત્કાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ. ૧૭

હોડે આડીઅવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નહાસે, ચપળ નવ ઝલાય. ૧૮
પંખી કહે રે પ્રેમદા, અમો કમળના રહેનાર;
નળ વિના કો ન ઝાલે, તું કોણ જે ગ્રહેનાર? ૧૯

વલણ

ગ્રહેનાર તું કોણ મૂર્ખી, તુંને કહાંથી નળની શુદ્ધ રે?
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધ રે. ૨૦

કડવું ૧૧ મું—રાગ મારુ

ચતુર ભીમકની કુમારી, તેણે અકલિત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સહાવા, પણ નવ દેઉં એહને જાવા. ૧
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઈ જગદીશે મેલી, મહારી કમળ જેવી હથેલી. ૨
શરીર સઘળું કહીંએ સંતાડું, પાણપંકજ+ એહને દેખાડું;
પોતાનાં વસ્ત્ર દાસીને પહેરાવી, બેઠી ચેહેબચા*માં આવી. ૩
મસ્તક મૂક્યું પલાશનું પાન, વિકાસી હથેળી કમળ સમાન;
મધ્ય મૂક્યું જાંબુનું ફળ, જાણે ભ્રમર લે છે પીમળ. ૪
પોતે નાસિકાએ ગણગણતી, ભામા ભમરાની પેરે ભણતી;
હંસે હરિવદની જાણી, ન હોય પંકજ પ્રેમદાનો પાણિ. ૫
બેસું જઈ થઈ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજાન;
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, બેસતાં અબળાએ ઝાલ્યો. ૬
દમયંતી કહે શેં ન નાઠો, હલ્યા ગાઠુઓ થઈને ગાઢો;
મુને હોડાવી કીધી દુઃખી, મૂવા પહેલાં હું ન ઓળખી. ૭
તારા અવગુણ નહીં સંભારું, મુને બાપના સમ જો મારું;
હંસ કહે શું જાઓ છો ફૂલી, નથી બેઠો હું ભ્રમે ભૂલી. ૮
હુંમાં પ્રાક્રમ છે અતિ ઘણું, ચંચપ્રહારે તારા હસ્ત હણું;
દમયંતી કહે હંસ ભાઈ, તારે મારે થઈ મિત્રાઈ. ૯

+ હસ્તકમળ. * લોલવાળું જળાશય.

અન્યોન્યે તે બોલ જ દીધો, હાથેથી મૂકીને ખોળે લીધો;
તમો વિખાણ કીધું સબળ, તે ભીઆ કોણ છે નળ? ૧૦
તેનાં કોણ માત ને તાત, મુને વિખાણી કહો વાત;
હંસ બોલ્યો મુખે તવ હસી, અબળા દીસે ઘેલી કશી. ૧૧
તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ ભીઆ મોટા ચતુરસુજાણ, જે હું નળની કરું રે વિખાણ. ૧૨
નળ દીઠો નહીં તે નર રોઝ, સાંભળ્યો નહીં તે વખડોજ;*
જોયો નહીં તેનાં લોચન કહેવાં, મોરપીછ ચાંદલિયા જેવાં. ૧૩
એટલામાં મન વિહ્વલ કીધું, ચિત્ત મહિલાનું આકર્ષી લીધું;
બેઉ કર જોડીને નમયંતી, હંસ પ્રત્યે કહે દમયંતી. ૧૪
હું પૂછું છૌં બીતી બીતી, નળની કથા કહો અથ ઇતિ;
છે બાળક વૃદ્ધ જોબન ધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ? ૧૫
તમે આવડો જીભે વરણ્યો, છે કુંવારો કે પરણ્યો?
એવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી. ૧૬
નળ છે કુંવારો, નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમે કોટાનકોટ નારી નીરખી, ન મળે નળને પરણવા સરખી. ૧૭
એક વાર બ્રહ્માએ શું કરિયું, સકળ તેજ એક પાત્રમાં ભરિયું;
તે તેજનો ઘડ્યો નળરાય, કાંઈ એક રજ વાધી પાત્રમાંય. ૧૮
તેની એક થપોલી હવી, આકાશે ઊપન્યો રવિ;
વહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવત્ વનમાં ફરે. ૧૯
સૂરજ ઝાંખી કહાડે કોર, વહાણું સાંજ તેણે ટહાડો પોહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચિત ભાનુ તપે મધ્યાહ્ન. ૨૦

વલણ

મધ્યાહ્ને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કહે હો હરિવદની, શું વિખાણ કરું તે નળતણું. ૨૧

કડવું ૧૨ મું–રાગ જેતશ્રી

હંસ ભણે હો ભામિની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહીતળમાં તુલના કો નહીં. તુલના૦ ૧

* બળદ.

જુગ્મ રવિસુત રૂપ, આગળ જાય નાખી વાટ;
ગંભીરતાએ વર્ણવું, પજ અર્ણવમાં ખારાટ. તુલના૦ ૨
શીતળતાએ શશી હાર્યો, મૂકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાઠો, મેરુ કેરી પૃષ્ઠ. તુલના ૩
ઐશ્વર્ય યુદ્ધ ઇંદ્ર હાર્યો, ઉપાય કીધા લાખ;
નળ આગળ મહિમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ. તુલના૦ ૪
નૈષધરાયના રૂપ આગળ, દેવને થઈ ચિંતાય;
રખે આપણી સ્ત્રીઓ વરે નળને, સર્વે માંડી રક્ષાય. તુલના૦ ૫
લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઈ પાણીમાં પેઠા, બેઠા શેષને વાંસે. તુલના૦ ૬
હિમસુતાને હર લઈ નાઠા, ગયા ગુફામાંય;
સહસ્ર આંખો ઇંદ્રે કરી, કરવા નારીની રક્ષાય. તુલના૦ ૭
સિદ્ધિ બુદ્ધિને ધીરે નહીં, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લઈ નાઠા, જઈ રહ્યા વનવાસ. તુલના૦ ૮
પાતાળમાં લઈ પદ્મિનીને, વસિયા વરુણ તે ભૂપ;
સ્વાહાને સાચવવા વહ્નિએ, ધર્યાં અડતાલીસ રૂપ. તુલના૦ ૯
ચંદ્ર ને સૂરજ નાઠા ફરે છે, રખે વરતી નારી;
નારદજી આગળથી ચેત્યા, માટે રહ્યા બ્રહ્મચારી. તુલના૦ ૧૦
હંસ ભણે હો ભામિની, એમ સઉએ શ્યામા સંતાડી;
નળના વપુના નામથી, સર્વે સૃષ્ટિ કષ્ટ પમાડી. તુલના૦ ૧૧
પુરુષને અદેખાઈનું બળવું, નારીને દહે કામ;
અનલ પ્રગટ્યો સર્વને, માટે નળ ધરાવ્યું નામ. તુલના૦ ૧૨
જપવ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હિમપર્વત;
તે નારી નળને પરણશે, જેણે કાશી મુકાવ્યું કરવત. તુલના૦ ૧૩
બ્રહ્માજીને સૃષ્ટિમાં, કો ન મળે જાચકરૂપ;
નળને દાને દારિદ્રય છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ. તુલના૦ ૧૪
ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં ભાઈ મારો, ત્યાં મેળાવ વેવિશાળ. તુલના૦ ૧૫

હંસ કહે ફોકટ ફાંફાં જેમ, વામણો ઇચ્છે આંબાફળ;
તેમ તુજને ઇચ્છા થઈ, ભરતાર પામવા નળ. તુલના૦ ૧૬
હજાર હંસ હું સરખા ફરે છે, નૈષધપતિના દૂત;
ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત. તુલના૦ ૧૭
વચન સુણી વિહંગમનાં, અબળાએ મૂક્યો અહંકાર;
ભૂંડા એમ શું મને નિભ્રંછો, આપણે મિત્રાચાર. તુલના૦ ૧૮
સ્નેહ તો સત્કર્મનો, એમ વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજશું, લાગું તારે પાય. તુલના૦ ૧૯

વલણ

પાયે લાગું ને નળ માગું, હવે આવી તારે શર્ણ રે;
નહીંતર પ્રાણ જાશે માહરા, ને પીંડ પડશે ધર્ણ રે. તુલના૦ ૨૦

કડવું ૧૩ મું–રાગ વેરાડી

હંસ ભણે હો ભગિની મારી, ભીમક રાજકુમારી;
નિશ્ચય નળ તુજને પરણાવું, મુને દયા આવે છે તારી. હં૦ ૧
અમો મળતાં ને પ્રાણ જ આપું, પૂરું મનની આશ;
તારો મોહ લગાડું નળને, નાખી ઊંચાનીચા પાશ. હં૦ ૨
એક જડીબુટ્ટી સુંઘાડું નળને, તત્ક્ષણ થાશે ઘહેલો;
આફણીએ આંહાં આવીને રહેશે, વહેલો સર્વની પહેલો. હં૦ ૩
નળને તું નિરધાર પરણશે, એ મહારો સંકેત;
રખે ત્યારે પહેલી કોને વરે, પછે હું થાઉં ફજેત. હં૦ ૪
આવશે નળનાં રૂપ લઈને, દેવતા મોટા ઘાતી;
વણતપાસે વરીશ મા, રખે ડાહી થઈ વહવાતી. હં૦ ૫
નળ અમરમાં વહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ;
દેવ રહેશે અંતરિક્ષ ઊભા, નવ મળે નિમેષ. હં૦ ૬
સ્વયંવર તું ઘર રચાવે, વળી કરે એક વાનું;
તારો પિતા નહોતરું મોકલે, તું પત્ર લખજે છાનું. હં૦ ૭
હંસરાયનાં વચન સુણીને, વામા કરે વિદાય;
જાઓ કહું તો મારી જીભ કાપું, ગયા વિના કામ ન થાય. હં૦ ૮

હોરે વિહંગમ હોરે વિહંગમ, મારો વિરહનો વહ્નિ સમાવો;
વીરસેનસુતને વિવાહ અર્થે, વીરા પહેલાં વહેલા લાવો. હો૦ ૯
તારા વહોણી નળનો વિજોગ છે, હું એ બે દુઃખે દુખાળી;
અન્ન ન ભાવે, નિદ્રા ન આવે, મેળાપ તમારા ટાળી. હો૦ ૧૦
વિશ્વાસ આપીને વાત વહેવાની, રખે જાતા વીસરી;
સ્વયંવરમાં નળ નહીં આવે તો, પ્રાણ જાશે નીસરી. હો૦ ૧૧
જો તમો નાથ આણી નહિ આપો, તો કોણ આપશે વળતું ?
મોટું પુણ્ય છે મનુષ્ય રાખ્યાનું, અનંગ અગ્નિથી બળતું. હો૦ ૧૨
માત, તાત ને સગા ભાઈ, હું તેને લાજું કહેતી;
કેમ કહું નળને પરણાવો મુંને, સર્વે કહે અલેતી. હો૦ ૧૩
ગુહ્ય વાત તે મિત્રને કહીએ, વહાલાની હોય ચોરી;
વણરોગે આ વપુની વેદના, તું હંસ જાણે મોરી. હો૦ ૧૪
તારા આશાસૂત્રનો તંતુ, પ્રાણ રહ્યો છે વળગી;
વહેવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થા પ્રાણથી અળગી. હો૦ ૧૫
વિશ્વાસઘાતનું પાપ છે મોટું, તમો ડાહ્યાને શું કહીએ ?
વૃદ્ધની વાત કરી જાણો છો, નથી શીધી નાહાને છૈયે. હો૦ ૧૬
હંસ કહે હો ભામિની, નિશ્ચે રહે તું વિશ્વાસે;
એમ કહીને ખગ તાંહાં થકી, ઊડી ગયો આકાશે. હો૦ ૧૭
આવી મળ્યો નળરાજાને, વાત કહી જે વીતી;
સમાચાર કહ્યો જઈ હંસે, નળને અથ ઇતિ. હો૦ ૧૮
પંખી કહે પુણ્યશ્લોકજી, વીતી તાત શું કરું ?
દિન દશ-પાંચમાં આવ્યું દેખશો, પરણ્યાનું નહોતરું. હો૦ ૧૯

વલણ

નહોતરું આવશે સ્વયંવરનું, હંસે વાત નળને કહી રે;
વેવિશાળ મળ્યું, દૂતત્વ ફળ્યું, તેમાં કાંઈ સંદેહ નહીં રે. હો૦ ૨૦

કડવું ૧૪ મું-રાગ મલારની દેશી

બંન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળ જી;
વીર વિહંગમ કહોને વારતા, કેમ મેળ્યો વેવિશાળ જી; ૧

ગામ, ઠામ ને રૂપ ભૂપ ગુણ, ગોત્ર ને આચાર્ય જી;
સર્વાંગે સંપૂર્ણ શ્યામા, માન્યું તારું અંતસ્કરણ જી. ૨
કેમ ગયો, તેમ દૂત થયો, વાત કહો મુંને માંડી જી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડી જી. ૩
પંખી કહે સાંભળીએ સ્વામી, કન્યા વર્ણન વિવેક જી;
શેષ છેક ન પામે સ્તવતાં, શું કહું જિહ્વા એક જી. ૪
કુંદનપુર તે કુંદન જેવું, જોતાં મોહ ઉપજાવે જી;
વૈકુંઠ ત્યાં આણ્યું પ્રસ્થાને, અમરાપુરીને લજાવે જી. ૫
ચારે વર્ણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મ જી;
સુખનિવૃત્ત નિરમે પ્રજા ને, આણ ભીમકની ધર્મ જી. ૬
આનંદ ઓચ્છવ ને હરિસેવા, ઘેરઘેર વાજિંત્ર વાજે જી;
વાસવ વિષ્ણુ વિરંચિ ઇચ્છે, વાસ સુખને કાજે જી. ૭
વિદ્યા મુકાવી નિશાચરની, તે શીખ્યા દિશાચર કામ જી;
જુગ્મ કપાટ વિજોગપુરમાં, જુઆં રહે અષ્ટ જામ જી. ૮
કર્મત્યાગ પારધિએ કીધા, ગુણિકાએ ગ્રહી લજ્જા જી;
ઉચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધ્વજા જી. ૯
ભુવન ભવ્ય ભૂપ ભીમકનાં, ભુવન ત્રણ વ્યતિરેક જી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ છે એક જી. ૧૦
સપ્ત ભોમ તે વ્યોમ સમાને, ફરતી બારી જાળી જી;
દશ સહસ્ર નારી આયુધધારી, કરે કન્યા રખેવાળી જી. ૧૧
ચંદન ચંપક ચારોળી ને, વટ વાળો વેલડી જી;
ફણસી કોફળી ને શ્રીફળી, આંબા સાખ સેલડી જી. ૧૨
બીલી કોઠી દ્રાખ દાડમી, નારંગી ને નેત્ર જી;
અખોડ, ખજૂર ને લવંગલતા, બહુ ખારેકનાં ક્ષેત્ર જી. ૧૩
શીતળ જળાશય કમલ કેતકી, કુસુમ પૂરણ કુંજ જી;
મલિયાગર મોગરા માલતી, ખટપદ ગુંજાગુંજ જી. જી. ૧૪
વેલ વળી એખરો કળી, શીતળ વાય સમીર જી;
વચણ પંખી રચણ બોલે, ડોલે રાજા ગીર જી. ૧૫

સાગ સીસમ ને સરગવા, સાદડિયા તાલ તમાલ જી;
કરેણ કામ બાબચી બદ્રિકા, જાવંત્રી જાયફલ જી. ૧૬
વાડ વાટિકા વંક વેલામણી, કેળ વંન બિજોરી જી;
બેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણવંત ગોરી જી. ૧૭
તે વનમાંહે હું ગયો ને, હવો તે હર્ષ પૂર્ણ જી;
વૃક્ષજૂથમાં પેસી બેઠો, ગોપવીને ચર્ણ જી. ૧૮
દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઇંદુ આવ્યો માથે જી;
દમયંતીએ દ્યૂત આરંભ્યું, માધવી સખી સાથે જી. ૧૯
તેણે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધરિયા શ્રવણ જી;
ઊઠી બાળી અટાળીએ આવી, જોતી નેત્રે તીક્ષ્ણ જી. ૨૦
પાસે દાસી બંન્યો રાખી, ચતુરા ચોદશ ભાળે જી;
આ વનમાં કોઈ જન આવ્યો છે, બોલી કરે આ કાળે જી. ૨૧

વલણ

આ કાળે બોલી કોણ કરે છે, જુએ વનમાં ફરીફરી રે;
હંસ કહે હું હવો વિસ્મય, શું વખાણું એ સુંદરી રે? ૨૨

કડવું ૧૫ મું—રાગ ધનાશરી

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી, સખી બે મધ્ય ઊભી અલબેલડી;
કદળીસ્થંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી. ૧

ઢાળ

વેણ જાણે હેમની, અવેવ ફૂલ ફૂલી;
ચકિત ચિત્ત થયું મારું, ને ગયો દૂતત્વ ભૂલી. ૨
સામસામા રહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ;
ઇંદુમાં બિંદુ વિરાજે, જાણે ઉડગણ ભોમ. ૩
ઊભે અમિનિમિ કિરણ પ્રગટ્યાં, કળા થઈ પ્રકાશ;
જ્યોતેજ્યોતથી સ્થંભ પ્રકટ્યો, શું એથી થંભ્યો આકાશ? ૪
કામિનીનો પરિમળ બહેકે, કળા શોભે લક્ષ;
શકે ધરાધર વાસ લેવા, ચડ્યો ચંદનવૃક્ષ. ૫

કડવું ૧૬ મું–રાગ ગોડી

હંસ વળાવીને વળી વનિતા, જ્યાં પોતાનું ધામ;
દમવા લાગ્યો દમયંતીને, નળના વિરહનો કામ. ૧
વખાણબાણ શ્યામાને વાગ્યાં, પંખી ગયો મોહ મેલી;
રોમે રોમે વહ્‌નિ પ્રગટ્યો, લાગી તાલાવેલી. ૨
ઘડીએ ઘરથી બહાર નીસરે, બેસે જઈને અટાળી;
ચંદ્રકિરણ અગ્નિથી અદકાં, મારશે મુજને બાળી. ૩
વણપરણ્યાંને વ્યાકુળ કરવા, વ્યોમ વસ્યો છે પાપી;
શું કહીએ કમળાપતિને રાહુનું, મસ્તક નાખ્યું કાપી. ૪
સિંહિકાસુતને શરીર હોત તો, મુજને ચિંતા થોડી;
સુધાકરને ગળત પેટમાં, બળી થાત રાખોડી. ૫
જળપાત્ર વિષે ઇંદુબિંબ દીઠું, સખીને કીધી શાન;
લાવ્ય ભોગળ રિપુને મારું, પ્રહારે પિષ્ટ સમાન. ૬
એમ કરતાં પ્રાતઃકાળ થયો, તારુણીને આવ્યો તાવ;
અન્ન ન ભાવે, નિદ્રા ન આવે, વાતતણો નહિ ભાવ. ૭
અગ્નિના તણખા સરખા લાગે, ટાઢક ચરચે જેહ;
વાયુ વ્યાધના બાણ સરીખો, નીસરે સોંસરો દેહ. ૮
દુખતું જાણી આવી રાણી, જોયું વસ્ત્ર ઉઘાડી;
ચુંબન કરીને પૂછે માતા, શું દુઃખ છે તને માડી? ૯
લાડકવાઈ ક્યાંથી જીવે, છે કર્મ અમારાં દોખી;
અક્ષત ઉતારો દૃષ્ટિ બેઠી હોય, કોઈની મેલી ચોખી. ૧૦
પરણ્યાનો આરિયો નવ વીત્યો, જાત સાસરે સમોતી;
રત્ન દીકરી ક્યાંથી જીવે, ત્રણ ભાઈની બહેન પનોતી. ૧૧
આવડો તાવ તે તારુણીને શો, દૈવને ઘેર વાજ્યો ડાટ;
કહે કુંવરી અંતરની આપદા, અમને થાય ઉચાટ. ૧૨
મુખ મરડી દમયંતી બોલી, ઘરડાં માણસ નઠોર;
પરણ્યાં કુંવારાં કાંઈ ન પ્રીછે, ફોકટ કરવો શોર. ૧૩

હું સમાણી જાય સાસરે, તેના જોને ભોગ;
તેની પેરે મારે થાશે, આફૂરો જશે રોગ. ૧૪
વચન સુણીને સમજ્યાં રાણી, પુત્રી થઈ પરણનારી;
ભામિનીએ કહ્યું ભીમકને, પુત્રી કાં લગી રાખશો કુંવારી? ૧૫
વહાણું વાય ને દુઃખવા આવે, જો જીવે આ વારકી;
કહોને ભાએગે કાળથી ઊગરે, પરણાવી કરો પારકી. ૧૬
દીકરી માણસ મોટી થઈ ત્યારે, પિયેર નવ સોહાયે;
સ્વયંવર કરી પરણાવો, જહાં એની ઇચ્છાયે. ૧૭
રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું બહેનને પરણાવો;
દેશદેશના જે રાજા, દૂત મોકલી તેડાવો. ૧૮
અંન ધંન તૃણ સામગ્રી, મંડપને રચાવો;
ધવળ મંગળ નીત નફેરી, અપછરા નચાવો. ૧૯
સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મળ્યા રાજાન;
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પ્રધાન. ૨૦

વલણ

પ્રધાન નૈષધ મોકલ્યો નારદે, કીધું હતું વિખાણ રે;
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે દીધાં નિશાણ રે. ૨૧

કડવું ૧૭ મું–રાગ સારંગ

આવી સુદેવે આપ્યો કાગળ, હૃદયા ચાંપી વાંચે નળ;
સ્વસ્તિ શ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ. ૧
છે કાલાવાલાની કંકોતરી, લખિતંગ દમયંતી કિંકરી;
આંહાં આલી ગયા ખગપત, કહે તે વારતા માનજો સત. ૨
મેં તમને સમર્પ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્ત માત્ર;
મીન–નીરની કરજો પ્રીત, માહરા સરખું કરજો ચિત્ત. ૩
વાંચ્યો કાગળ ને હરખ્યો નળ, તત્પર કીધું જાનનું દળ;
અતિ શીઘ્રે સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય. ૪

કોરંગ–કોરંગની*ને સાથ, સાહામાં ઊતર્યાં દક્ષિણ હાથ;
હંસ ભણે ભલાં શુકન, તું દમયંતી પામે રાજન. ૫
વિદર્ભ જઈને સિધ કીજીએ, મને આજ્ઞા હવે દીજીએ;
વળી કો સમે આવીશ રાજન, તું છે મારો પ્રાણજીવન. ૬
ભાઈ તુજને કહું વિનતિ, દ્યૂત ના રમશો નૈષધપતિ;
નવ કરશો સ્ત્રીનો વિશ્વાસ, એ બે થકી થાય વિનાશ. ૭
ચાલ્યો ખગપતિ વિનતિ કરી, નળરાજાએ આંખડી ભરી;
હંસ કહે સાંભળ રાજન, એમ કરીએ ન કાચું મન. ૮
માતા પિતા સુત બાંધવ જેહ, સર્વે વેર સંબંધે મળ્યું તેહ;
તારે કાજે મેં રાજા એહ, ખગપતિનો ધાર્યો દેહ. ૯
હું છું બ્રાહ્મણ ને તું છે ભીલરાય, પૂર્વજન્મની કહું કથાય;
મારા ઘરમાં હું દુખિયો થયો, કાશી કરવત મુકાવા ગયો. ૧૦
એવો સમો મનમાં ધરી, ચાલ્યો વનમાં સમર્યા હરિ;
અઘોર વનમાં ભૂલો પડ્યો, તારે સ્થાનક આવી ચડ્યો. ૧૧
તેવા માંહે રજની થઈ, દ્વાદશ કોશમાં વસ્તી નહિ;
તેવા વનમાંહે રહેતો તુંય, ત્યાં આવીને ચડિયો હુંય. ૧૨
તારે સ્થાનકે આવી રહ્યો, ત્યાં તું પણ ચિંતાતુર થયો;
મારી આગતાસ્વાગતા કરી, પણ સૂવાની ચિંતા ધરી. ૧૩
નહાની હતી ગુફા છેક, આવ્યું માણસ માય ન એક;
તારી સાધવી નારી સુજાણ, મારું આસન કર્યું નિર્વાણ. ૧૪
તું તો વીરા બહાર રહિયો, રાક્ષસે આવી તને મારિયો;
માંસ ચરણ હસ્ત હેઠે રહ્યું, નવ જાણું તેનું શું થયું. ૧૫
તારી સ્ત્રીએ તજ્યો ત્યાં પ્રાણ, કાષ્ટ ભક્ષ કરી નિવારણ;
મરતાં એવું બોલી સતી, એ જ વર દેજો કમળાપતિ. ૧૬
એવું જ્યારે સ્ત્રી બોલી વચન, ત્યારે મેં વિચાર્યું મન;
શું જીવું હત્યા લઈ કરી, એને તું મેળવજે હરિ. ૧૭

* હરણ–હરણી

એવું કહીને હું તે વાર, પડ્યો બળતા અગ્નિ મોઝાર;
તે માટે પંખી અવતાર, લીધો નૈષધમાં આ વાર. ૧૮
એવો બોલ ખગપતિએ કહ્યો, શિર નામીને ઊભો રહ્યો;
આજ્ઞા આપો તો તત્પર થાઉં, અમો અમારે સ્થાનક જાઉં. ૧૯
એવી વિનંતી હંસે કરી, નળરાયે આંખડી ભરી;
એ શું બોલ્યો તું મારા વીર, તારા વિના ધરું કેમ ધીર? ૨૦
આપ્યું તેં મને પ્રાણનું દાન, તું છે મારો બંધુ સમાન;
હંસ કહે તેં ખરું કહ્યું વીર, પણ સાંભળ પરમ સુધીર. ૨૧
તારું ઋણ છૂટ્યો હું ભ્રાત, હવે રહેવાની કરીશ ન વાત;
એમ કહીને ઊડ્યો આકાશ, ત્યારે નળે મૂક્યો નિઃશ્વાસ. ૨૨
નળ પહોંતો વિદર્ભ દેશ, તહાં મળ્યા મોટા નરેશ;
ચોહોફેર સબીર*નાં ધામ, વસ્યાં રાજા તેટલાં ગામ. ૨૩
સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ;
ગજદળ, હયદળ ને માનવ, તેણે અંન થયું મોંઘું સરવ. ૨૪
રસકસ સાહામું નવ જોવાય, તૃણ જળ ટાંકે તોળાય;
રંક લોકની ચાલે અરજ ના, માગ્યાં મૂલ આપે ગરજના. ૨૫
ભીમક લે સર્વનો તપાસ, છે જોઈએ તે ફેરવે દાસ;
નગર ભરાયું ખચખચી, રાયે મંડપ–રચના રચી. ૨૬
હીંડોળા બાંધ્યા ધારણે, કદળીસ્તંભ રોપ્યા બારણે;
ચિત્રામણ ચીતરિયાં ભીંત, નાના પ્રકારની કરી રીત. ૨૭
મંડપ લીંપ્યો કનકની ગાર, સાહામા સાહામી આસનની હાર;
જેહને જાહાં બેઠાનો ઠામ, તાંહાં રાજાનાં લખિયાં નામ. ૨૮
એ કથા એટલેથી રહી, એક નવીન વારતા થઈ;
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જાહાં બેઠા દેવ. ૨૯
પૂજ્યા–અર્ચ્યા પ્રીત અપાર, તવ ઇંદ્ર પૂછે સમાચાર;
કહો ઋષિ પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર. ૩૦

* શિબિર-તંબૂ

પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગમાંહે;
અમરાવતીનો સૂનો ઘાટ, જમપુરની વહે છે વાટ. ૩૧
જમપુર ભરાઈ વસ્યું, આહાં કો નાવે તે કારણ કશું;
કહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનુષ જાયે અવગત્ય. ૩૨
દમયંતી દમયંતી કરતા મરે, તે સર્વ જમપુરી સાંચરે;
ત્યાં સ્વયંવર મંડાયો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ. ૩૩
શું અપ્સરાનાં વોહો છો વના, દમયંતીની દાસી દેવાંગના;
વિદર્ભ દેશ ને કુંદનપુર, જાઓ જોવા શું બેઠા સુર. ૩૪
કહી નારદ થયા અંતરધાન, છાના દેવ થયા સાવધાન;
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાર દેવને લાગી લલુતા;
ઇંદ્ર અગ્નિ વરુણ ને જમ, ઊઠી ચાલ્યા જે જ્યમ ત્યમ. ૩૫

વલણ

જ્યમ ત્યમ ચાલ્યા દેવતા, ધરી જાજવાં રૂપ રે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપ રે. ૩૬

કડવું ૧૮ મું—રાગ સારંગ

નળને જોવા ઇંદ્ર રહ્યા છે, એટલે આવ્યા જમ જી;
અગ્નિ વરુણ પૂંઠેથી આવ્યા, પૂછે માંહોમાંહે ક્યમ જી. ૧
અન્યોન્યે ચોરી કરતા, બોલે જૂજવાં કામ જી;
ચારે દેવ માંહોમાંહે છેતરે, ન લે પરણ્યાનું નામ જી. ૨
અગ્નિ કહે શું અધર્મ બોલવું, સર્વ દમયંતીના લોભી જી;
મનના મનોરથો રાખો મનમાં, નળ આગળ કાંતિ ન શોભી જી. ૩
પછે તાળી દેઈ હસ્યા માંહોમાંહે, કપટ કીધું ત્યાગ જી;
સ્વયંવરમાં ચારે જઈ જોઈએ, કોહોનું ભળશે ભાગ્ય જી. ૪
વરુણ ભણે વૈદ્રભી વર્યાની, મૂકો મનની આશા જી;
પરણશે નળ આપણા ફજેતા, છેદાશે અધરશું નાસા જી. ૫
અગ્નિ કહે હો વાસવ* રાજા, મૂકો હૈયાનો હર્ષ જી;
દમયંતીને તમો ન પામો, જો તપો શત વર્ષ જી. ૬

* ઇંદ્ર

ભીમકસુતાને આલિંગન નહિ દે, અભાગિયાં આપણાં ગાત્ર જી;
વીરસેનસુત આગળ વિષ્ણુ ન પામે, તો આપણ કોણ માત્ર જી. ૭
જદપિ મનસા નળની મૂકી, આપણી મમતા કરે જી;
ગુણવહોણી જો હોય દમયંતી, બલા આપણી વરે જી. ૮
લક્ષણવહોણી દમયંતી છે, રૂપ યૌવન ઉન્મત્ત જી;
ગોળ મૂકીને ખોળને ખાયે, નોહે ચતુર પશુવત જી. ૯
બેઉ પ્રકારે એહને ન વરવી, માટે પાછા ફરવું જી;
માણસ વરે ને દેવ ફરે એથી, આપે ભલું મરવું જી. ૧૦
શક્ર કહે નળરાજાને, જમરાજ લો જમલોક જી;
આફણીએ આપણે વરશે, થશે હંસનું કીધું ફોક જી. ૧૧
વરુણ ભણે જે એ શી લલુતા, વણખૂટે મરે ક્યમ જી;
એમ ચાલતું હોય તો લઉં દમયંતીને, એમ કહેવા લાગ્યા જમ જી. ૧૨
અગ્નિ કહે રે ભલો શ્રમ કીજે, કદાપિ થાય સાચો જી;
દમયંતી ભણી દૂત થઈ જાય, ચારે નળને જાચો જી. ૧૩
પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેશ વિપ્રનો ધારી જી;
ત્રિપુંડ તાણ્યાં પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારી જી. ૧૪
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આપ્યાં આદરમાન જી;
આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજાન જી. ૧૫
કામકાજ અમ સરખું કહીએ, હરિ મોહોટા છે કરનાર જી;
વિપ્ર કહે અમો આવ્યા છૈએ, તુંને જાણી ગુણભંડાર જી. ૧૬
નળ કહે જે માગો તે આપું, માનજો અવશ્યમેવ જી;
વચન લેઈ વિપ્રવેશ મૂકીને, થયા પ્રત્યક્ષ દેવ જી. ૧૭
વજ્રપાશ જ્વાળા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડ જી;
ઝળહળ મંદિર થઇ રહ્યાં, જાણે ઉદયા માર્તંડ જી. ૧૮
ચકિત રાજા થઈ રહ્યો, કરતો દંડપ્રણામ જી;
નળ વિના કો દેખે નહીં રે, દેવરૂપનાં ધામ જી. ૧૯

વલણ

રૂપધામ તે દેવતા, વિનતિ નળરાયને કરે રે;
તું દૂત થઈ જા કન્યા કને જો, દમયંતી અમને વરે રે. ૨૦

કડવું ૧૯ મું–રાગ બેહાગડો

દેવ કહે હો રાજા મિત્ર, પુણ્યશ્લોક પરમ પવિત્ર;
કૃપા કરી કન્યા કને જાઓ, વેવિશાળિયા અમારા થાઓ. ૧
મહિલાને મારો મોહનાં બાણ, ચારે ચતુરનાં કરજો વખાણ;
ભાગ્ય હોશે તેહને વરશે, જેહેના કર્મનું પાંદડું ફરશે. ૨
નળ કહે રક્ષક બળિયા હોય, મુને પેસવા નવ દે કોય;
દેવ કહે જાઓ જોગીને વેખે, દમયંતી વિના કો નવ દેખે. ૩
ચારે કરે નળને અણસારા, બે ગુણ અદકા બોલજો મારા;
એવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય. ૪
રૂપવંત નળને રે જોશે, કન્યાનું સધે મન મોહોશે;
વાત કહે નહીં આપણી વરણી, વેવિશાળિયો બેસશે પરણી. ૫
દષ્ટેદષ્ટ જ્યારે મળશે, ગુણ આપણા નવ સાંભળશે;
નળને લેવડાવ્યો જોગીનો વેષ, શીખવ્યું તેમ કરજો વિશેષ. ૬
રૂપ પાલટીને નળ પળીઓ, દેવે અનુચર એક મોકલીઓ;
દૂતને દેખે નહીં નળરાય, આગળ પાછળ બન્યો જાય. ૭
પેઠા ઘરમાં પાધરા દ્વાર, કો નવ દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતીનું અંતઃપુર, ત્યાં આવ્યો નળરાય શૂર. ૮
દીઠી દેવકન્યા જેવી દાસ, જે રમતી રાણીની પાસ;
કોઈ નાયકા તો ત્યાં નાહાતી, કોઈ કન્યાના ગુણ ગાતી. ૯
કોઈ શ્યામળી ને કોઈ ગોરી, કોઈ મુગ્ધા ને કોઈ છોરી;
કોઈ કામ કરતી હાલે માલે, કોઈ વસ્ત્ર બાંધે ઘડી વાળે. ૧૦
રહે આપઆપણે સાજે, હાર ગૂંથતી કન્યા કાજે;
એમ જોયો હેઠલો માળ, પછે બીજે ચડ્યો ભૂપાળ. ૧૧
ત્યાં દાસીનું જૂથ જોયું, પછે ચડ્યો જ્યાં ત્રીભોયું;
વસે છે દમયંતી નારી, સહસ્ર દાસી સેવા કરનારી. ૧૨

કેટલી ગાન કરે સ્વર ઝીણા, કો નાચે વજાડે વીણા;
વાતે રીઝવતી ચતુરસુજાણ, કેટલી કરતી કન્યાનું વિખાણ. ૧૩
એકાંત ત્યાં છે ઓરડી, હીંડોળે હીર દોરડી;
હરિવદની બેઠી હીંચે, દાસી કેશમાં ધૂપેલ સીંચે. ૧૪
કિંકર પાસે માથું ગૂંથાવે, કહે સેંથો રખે વાંકો આવે;
ભીંત માંહે જડિયા ખાપ, વણ ધરે દીસે છે આપ. ૧૫
આગળ દમયંતી પાછળ દાસી, સાહામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી;
મુખકમળ કન્યાનું ઝળકે, સામો ચંદ્ર બીજો જાણે ચળકે. ૧૬
શોભે નારી જોબનધામ, મુખે નળરાજાનું નામ;
એવું ભૂપતિએ રૂપ જોયું, મોહબાણે મનડું પરોયું. ૧૭
અંગરંગથી આડો આંક, મોહ્યા દેવ તણો શો વાંક?
ચારમાં કોનું ભાગ્ય ફળશે? રત્ન આ કર કોને ચઢશે? ૧૮
મુંને પરણત મનની રૂચે, અંત્રાઈ થયા દેવ આવી વચે;
ભલું ભાવી પદાર્થ થયો, નળે વિવેક મનમાં ગ્રહ્યો. ૧૯

વલણ

ગ્રહ્યો વિવેક શોકને તજી, જ્ઞાન તે હૃદયે ધરે રે;
સત્ય પોતાનું પાળવા, દેવનું માગ્યું કરે રે. ૨૦

કડવું ૨૦ મું—રાગ સામેરી

બેઠી દમયંતી શીશ ગૂંથાવા, સ્વયંવરને સાંતરી થાવા;
સામી ભીંતમાં જડી છે ખાપ, વણ ધરે દીસે છે આપ. ૧

ઢાળ

આ દીસે વણ ધરે, પ્રતિબિંબ જોતી દૃષ્ટ;
દાસી ને દમયંતી બેઠાં, નળ આવી રહ્યો છે પૃષ્ઠ. ૨
પ્રતિબિંબ પડ્યું દર્પણમાં, પ્રેમદાએ દીઠો પૂર્ણ;
ગઈ ખૂણે નહાસી તેડી દાસી, શું બેસી રહી છે મૂર્ખ? ૩
માધવી વળતું વદે બાઈ, શા માટે નહાસી ગયાં?
મેં કો ન દીઠું તમે દેખી, આવડું શું વિસ્મય થયાં? ૪

ઘેલી તહારી મીટ મસ્તકમાં, મેં દર્પણ રાખ્યું દૃષ્ટિમાં;
સ્વરૂપ દીઠું દિવ્ય નળનું, ન મળે બીજો સૃષ્ટિમાં. ૫
વેશ છે વૈરાગીનો જાણે, નાટક કોએક લાવ્યો;
શકે તો એ પ્રાણજીવન, નળરાય નિશ્ચય આવ્યો. ૬
સાહેલી કહે પ્રીછો તમો, કાં દીઠું છે જે ઝંખના;
નળ આવી તે કેમ શકે જ્યાં, ના આવે પ્રાણી પંખના. ૭
કામની કહે તે પ્રીછીયું, તું દાસી માણસનો અવતાર;
ન માને તો આવ કૌતક, દેખાડું બીજી વાર. ૮
પુનરપિ બેઠાં પૂંઠે પૂંઠે, દર્પણમાં મીંટ જોડ;
સ્વરૂપ નળનું દેખાડયું, જેની કાંતિ કંદર્પ કોડ. ૯
દાસી રાણી થયાં બેઠાં, ઝબકારે ઝબકી વીજળી;
દમયંતી કહે દાસીને કાં, મહારી વાત કહેવી મળી. ૧૦
પછે સ્તુતિ માંડી શ્યામાએ, અંતરપટ આડો ધરી;
દેવસ્વરૂપ થાઓ દેખતા, ત્યારે નળે દેહ પ્રકટ કરી. ૧૧
આપી આસન કરી પૂજન, પછે પૂછે કિંકરી;
કહો દેવપુરુષ કાંહાંથી આવ્યા, વેશ જોગીનો ધરી. ૧૨
નળ કહે તું નીચ માણસ, કેમ વદું હું વૈખરી?
દમયંતી પૂછે તો બોલું, નહીંતર જાઉં પાછો ફરી. ૧૩
દમયંતી કહે દેવ જદ્યપિ, પણ થઈ આવ્યા સંન્યાસી;
કપટ રૂપને કન્યા કેમ પૂછે, માટે પૂછે દાસી. ૧૪

વલણ

દાસી સંન્યાસી જોગ છે, કેવળ નોહે અતીત રે;
વચન સુણીને નળ મન હરખ્યો, હરી લીધું ચિત્ત રે. ૧૫

કડવું ૨૧ મું–રાગ મારુ

મન મોહ પામ્યો મહીપતિ, ધન્ય દેવ જે વરશે સતી;
ભોગી ભૂપને ભામિની ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય. ૧
નારી પ્રત્યે નળ એમ કહે છે, જો તું જોગીરૂપને લહે છે;
અમો ન જાઉં વિષયાની વાટે, અહીંયાં આવ્યો હું સાધવી માટે. ૨

